૨૬૯૭

# કરણ ઘેલાના નાટકમાં ગવાતાં ગાયનો.

નાન્દિ— રાગ ધનાસરીની ઠુમરી.

પ્રભૂ નમી માગું કૃપા કીરતાર. ટેક.
હે પ્રભુ તારી ગુણગણનાનો, આવે ન કદી કંઇ પાર–પ્રભૂ.
સકલ જગતકેરી રાશ તારે હસ્ત, રાખીને ચલાવે સંસાર–પ્રભૂ.
રજસ તમસ સાત્વિક તુજ ગુણો, જગતની વૃત્તિ આધાર–પ્રભૂ.
અષ્ટમાસિદ્ધિ નવનીધીદાતા, અનંત અખંડ અપાર–પ્રભૂ.
દુષ્ટ મતિ છેદી સુમતિ સુઝાડી, પ્રેર સકલ સુખ સાર–પ્રભૂ.
આવી આ સમયે રસ પૂર્ણ કરજે, ઊણું ન રાખીશ લગાર–પ્રભૂ.

સર્વ પાત્રો— રાગ કલ્યાણ.

હે કૃપાધણી. પ્રભુ સત્યના નિધી,
વિઘ્નના વિદારી તારી છે અજબ કૃતિ. હે કૃપા.
અનંત દેવ, સુખનો મેવ, પ્રભૂ તું સાક્ષાત્.
આવીને બીરાજો નિર્મળ અંતર આપોઆપ. હે કૃપા. ૧.
જ્ઞાન નિધાન, ગુણના ગ્રામ, સદ બુદ્ધિનું દાન,
કૃપા કરી આ રંકબાળને આપો અંતર્યામ. હે કૃપા. ૨.

અનુભવહીન, સેવકદીન, દૃઢ ભક્તિમાં લીન,
કર સરવે આ આર્ય બંધુને, ન્યાયતખ્તનશીન. હે કૃપા. ૩.
મતિમાં મંદ, છિએ રંક, મોહ વિષયનો સંગ,
દૂર કરી આ અમને દેજો, નિતિવૃત કેરો રંગ. હે કૃપા. ૪.
આર્ય દેશના પ્રાચિન રંગ, પુનઃસ્થાપ સુખકંદ,
એ વર માગે તુજ પાસ આ, વેષધારી જનવૃંદ. હે કૃપા. ૫.
પૂર ટેક, નાટક એક, તેનું પ્રદર્શન,
યુદ્ધકળામાં પૂર્ણ વીરનું, કરીએ શુભ અર્ચન. હે કૃપા. ૬.
નમિ નમિ નાથ, વદીએ વાત, નિધિમાં બિન્દુ જેમ,
પ્રેમ થકી આ પાત્ર વદે છે, યાચી કુશળ ક્ષેમ. હે કૃપા. ૭.

**સૂત્રધાર —** ગીતિ.

સુન્દર ગાથામાંથી, નાટકરૂપે રચ્યો કરણ ઘેલ.
તે આ વિદ્વત જનને, બતાવવોછે અપૂર્વ આવેળ.

**નટી** રેખતો.

શિ શોભીતી દિસે રેનાં, હરે તાપ તન મનકેરા, ટેક.
અડી ફૂલ બાગ નદી નાળાં, આવે લ્હેર મંદ નેનોમાં. શિ.
સુગંધી લ્હેર ધીમી આવી, કરે નાસિકાને ચકચુર,
કોમલ બોલે મધુર મેનાં, આવેછે નિંદ સાંભળતાં. શિ.
કિરણ રમણીય શશિકેરાં, ખિલાવેછે મંન કામીનાં,
અગાશીમાં પતી પ્રીયા, લીએછે મોજ કહું શી અહીં. શિ.

બ્રાહ્મણ—૧લો. શાર્દૂલ વિક્રીડિત છંદ.

ગુર્જર દેશતણા પતી સગુણ છો, શ્રીરાજ રાજેશ્વર,
લોકોનાં હિતકારિ કાર્ય કરવા, નિત્યે રહો તત્પર;
થાઓ નષ્ટ અરી સહુ તમતણા, ઉન્નત નિશ્ચાહિક,
રાજ્યોનું સુખ ભોગવો પ્રભુ ઘણાં, સ્થાપો પ્રજાભાવિક.

બ્રાહ્મણ—૨જો. ગીતિ.

શ્રી પાંચે માગજો પ્રભુ, પશુ પુત્ર વસુ અને સકળ ધાન્ય.
સંવત્સર શતકેરૂં આયુષ—કરજો વિનંતિ મમ માન્ય.

પદ.

ઓ આ ઉમંગનો દશમીનો દીન. રાજ્ય ભક્તિમાં દીસે જન લીન—ટેક.
રામે રોળ્યો લંકાધિપતીને. મસ્તક એનાં દશોને છેદીને.
પાંડવે શસ્ત્ર ગ્રહણ કીધાં આજે, રણમાં રોળી છે કૌરવની સેનાને.
રજપૂત રાજ્યોમાં ઉત્સવ આજે, સકળ સેના હોંસે શૂરે વિરાજે.
સ્વારી ઠામે ઠામે નિકળે શોભીતી. હાક જોતાં તેની ગાજી શી કિરતી?

ગણિકા— કહેરવો—ચાલ કેરબાની.

પ્રીતિ તીર મારી નાખ્યું મારૂં તન વીંધીરે. ટેક.
એ ઘાવ મટે નહીં, એ ઘાવ રૂઝે નહીં,
જાણે બળી કાળજ આ ધીકે ધીકારે. પ્રીતિ—૧.
હું બની પ્રીતિ ઘેલી. કાચી શી રંગ રેલી,
જાણે નહીં સહી આ વિજોગી બાલાએ. પ્રીતિ—૨.
જોગને ઝુમતી હું, વિલાસી ચતુર છું,

આવી મળો જીવ મુજ જાએ ઉડીરે. પ્રીતિ–૩.

અવાસ— પદ. રાગ મેવાડો.

પ્રભૂ નિંદ લીઓની નીરાંતેરે, રાજા નિંદ લીઓની. (એવાર)
પ્રભૂ થાવા આવી મધરાતરે, રાજા નિંદ લીઓની.
નિંદ દેવી પ્રભૂ પીડશેરે, જો નહીં લેશો આરામ,
ભાગી રાતે પ્રભૂ શાંત સહૂ છે, ઠંડો પવન નહસાડે ધામરે–પ્રભૂ.
રોમે રોમે શિતલતા વ્યાપે, લ્હેરે લોચંન મીચાય,
દિવસે પ્રભૂએ શ્રમ અતી લીધો, તેથી નીરાંતે ઊંઘાયરે–પ્રભૂ.

પંત્રીઓ— ગરબી.

ચાલો રમીએ આવો બેન, ચાલો રમીએ આવો બેન,
ફરી ફરી કૂદો અહીં થાશે બહૂ ચેન. ચાલો—૧.
પેલા માણસોના બેન, પેલા માણસોના બેન,
ફાડીને કલેજાં ખાવાનું બહુ છે ચેન. ચાલો—૨.
મિઠી મીજબાની બેન, મિઠી મીજબાની બેન,
માંસને રૂધીર કેરી થાશે વાલી બેન. ચાલો—૩.
એને મોતે મેર્યા બેન, એને મોતે મેર્યા બેન,
ઘેરથી રીસાવીને આવ્યા વાલી બેન. ચાલો—૪.

કુરણ— ચોપાઈ ત્રિતાલની.

આહા કર્મની શી ગતી કેવી, કોઈથી ન કળાએ તેવી;
એ કાગને ત્યાં હંસીણી, મારૂં મંન બળે ચાણચણી. આહા. ૧.
એ દેવાંગના ઇંદ્ર આસંન, દીપાવે એવી યોગ્ય સદંન.

એક ભિક્ષુકને ત્યાં એ નાશી, દુઃખ દરીયામાં એને ડુબાવી. ૨.
શુરા ક્ષત્રીને વરવા લાએક, તેની આ શી બુરી ગતી છેક !
વિધાતાની એમાં કાંઇ ભૂલ, રત્ન મુજ માટે સરજ્યું અમૂલ. ૩.
વિધાતાની એ ભૂલ સુધારી, કરી લેવી એ પ્યારીને મારી.
પણ માગવાને શું હું જાઉં ? એમાં વજન નહીં લેશ મારૂં. ૪.
માગું તો શું એ આપે મુજને ? ક્ષત્રીથીજ નાગર ટેકે ઉતરે.
માટે કંઇક કરીને ઉપાએ, હરવી જેથી મારી એ થાએ. ૫.

ખવાસ— આશા ગોડી.

મદનનું શર ધાર્યું કારી, કામીઓને મદનનું શર ધાર્યું કારી. (૨)
હે કામ તુંને ગિરીજાપતીએ, ભસ્મ કીધો નાખી બાળી—કામી.
તોપણ જનને અતિ તું પીડે છે, શું પાપ તારી બાળનારી !—કામી.
રૂપસુંદરી એણે જ્યારની દીઠી છે, ત્યારની છુટી છે કંપારી—કામી.
ડહાપણ તણો કેવો પુરો એ ભંડાર, તે જોતો જરી ન વિચારી—કામી.
બુદ્ધિ સદન હરી લીધી છે કામે, શુદ્ધિ સરવને છીનાવી—કામી.
વિષયવિષે મગ્ન પુરો થયો તેનાં, ફલ કટુવિષ પ્રાણહારી—કામી.
આ શૂર રાજન લક્ષ શત્રુહારી, તેને સ્ત્રીએ શું મારી કટારી !—કામી.
રતિરસઘેલો નથી જોતો તારી, ભવિષ કેરીરે ખગારી—કામી.
વંત્રી તારૂં વાક્ય ભુલી તું ગયો શું ? થઇ ગઇ બુદ્ધિ નાદાની !—કામી.
કરણ સમજીને બુદ્ધિ એવી છાંડો, નહીં તો ભાગ્ય દશા પરવારી—કામી.

રૂપસુંદરીને અપશુકન થાય છે— ગીતિ.

દક્ષિણાક્ષિ મુજ ફરકે, ફળ તેનું કંઈ ખરે વિઘનકારી,

શુકન ક્રુરા દેખી, મુજ મન કલ્પાન્ત થાય છે ભારી. ૧.

પદ.

ચેન વળે ન લગાર, કરૂં શું હું ચેન ન બેની,
વળે કેમે નહીંરે કરાર, પડશે શું દુઃખની હેલી.
પ્રભાત સમયે ઉઠતાં, થયું દરશન દુઃખકાર,
બ્હાવરી હું બની ગઈ છઉં, શોક શત્રુ થયો અસવાર-કરૂં.
દીઠી વિધવા આજમેં, બારી ભણી જોતાંજ,
પિયુ પરદેશે છે ગયા, તેથી થાશે શું ક્રુરૂં કાજ-કરૂં.
મારા શકુનનું ફળ શું છે, એ વિચાર કઠાર,
ભોંકે દુઃખ તીક્ષ્ણ સમો, અરે શુંરે કરૂં આવાર-કરૂં.

ગુણસુંદરી (પોતાની માને)— રાગ ભીંપળાસ.

માજી મુક શોક તું હો, શાને કલપાંત કરે?
જગત છે આ જૂઠું હો, શામાટે તું આંસુભરે?
મરણડર માવડી હો, જરી નથી મૂજને.
સગું વ્હાલું કોઇનું હો, નથી કોઈ આવે સમે.
દિવસ એક દેવો હો, મોડો ઇચ્છા વેહેલો.
પ્રભૂએ દી નિરમ્યો હો, જનમ સાથ મરણ તણો.
માટે માડી થાઉં હું હો, સતિ સ્વામી મરણ થકી.
હઠ તારી છોડી દે હો, મુને શોક જરારે નથી.
નાગરકેરી પુત્રી હું હો, છોડું નહીં ટેક કદી.
ક્ષમા કરજે મુને હો, માવડી જો હું માઠું વદી.

ગુણસુંદરી— પદ.

માજી મુને મરણ ઘણું છે વાલું, એતો જીવન થકી ઘણું પ્યારૂં-ટેક.
જેણે મારૂં પાણીગ્રહણ કરી, સંસારમાં સુખ ઘણું દીધું,
જેણે દીધાં લાડ મન ગમતાં મુજ, તેને મુએ શું હું જીવું ?--૧.
આય સમા રાંક ઘેર પતી મુજ, શું આ જીમે વખાણું.
સિંહસમા શુર અગ્નિની સામાં, પ્રાક્રમ કેવું દાખ્યું ? ૨.
જીવી હવે શોકખીલી હૃદયમાં, શા સારૂ હું મારૂં ?
કોદી એણે કુડી વાણી વદી નહીં, એ મુજ અંતર જાણું. ૩.
જીવી અસદ ગતી કરવી ધણીની, એથી બુરૂં નવ ભાળું,
પિયુ રૂધીરાળા પડીયા તેની પછી, જીવી કરૂં શું હું કાળું ? ૪.
વસ્ત્ર આભુષણ રે'વું ત્યાગી, વિધવા ચુડી ભાંગી થાવું,
દુઃખ ઊણું શું આવી સ્થિતીથી, મરણ થકી નવ હારૂં. ૫.
સત્ય ખરેખરી જગદંબા એક, જગને વિષે હું પ્રમાણું,
તેને ખોળે સતને હું ચડાવી મસ્તક રાખું હું મારૂં. ૬.

શાર્દૂલ વિક્રીડિત.

અંબા માવડી સર્વ દુઃખ શમતા, ભક્તો તણી કામદા,
મારીને અગણીત દુષ્ટ અસુરો, રક્ષા કિધી તેં સદા;
આવી દીન હું યાચું છું તુજ કને, પાપો સહુ કાપજે,
પાખંડી મતિ કાપીને તુજ તણી, રક્ષા તળે રાખજે. ૧.
દેવી તું અવિનાશી સાચી વરદા, કર્શે જનો શું કથા ?
કૃત્યો આ જગમાં દિસે તુજતણાં, આનંદકારી સદા;

આકાશે રવિ ને શશિ નિરખતાં, નક્ષત્ર તારા વળી,
પ્હાડોને નદિ વૃક્ષ સાગર ભુમિ, જાએ મતિ તો ભમી. ૨.
મારે કો નથી અન્ય આશ્રય અહીં, સાચો વિના તાહરો,
સર્વવ્યાપી દયાનિધિ નિતિરૂપી, નોકાતણો આસરો;
અંબા તું મુજ ભક્તિ સાચી નિરખી, પ્રીતે સદા પાળજે,
બીજા જન્મ વિષે સહાય કરીને, એ સ્વામીને આપજે. ૩.

રૂપસુંદરીનો વિલાપ— ગરબી.

અરે દૈવ આ દુખ તે કેમ ખમાયજો,
ક્યાં હતીને લાવ્યા મુને ક્યાં અહીં,
લાવીને ડૂબાવી શોકસમુદ્રમાં;
રૂએ રૂએ મુજ વ્યાપી અગન લહાયજો. અરે દૈવ.
ભૂંડો ભૂંડા કેરો ભાવજ ના મુકે,
અપશુકન દેખીને થઇ હતી ગાભરી,
જે દુખ ધાર્યું તે પ્રત્યક્ષજ નીપજ્યું,
કેમે કરી આ દુખ તો નાજ સ્હવાયજો.
અરે પીયુ મેં પાણી માગ્યું ત્યાંય જો,
લાવીને આપ્યું પય મુજને સ્હેજમાં,
અરે હાય સુખ સરવે તે તો વહી ગયું,
મુજ દીન તણી પ્રભૂએ લીધી નહીં દાઝ જો.
તરૂણ દીયેર મારાએ અર્પ્યા પ્રાણ જો,
આંસુએ અરણવ ભરૂં તો બહુ લેશ જો.

ગુણસુંદરી દેરાણી તારૂં દુખડું,
સંભારે છાતી મુજ ફાટી જાય છે.
સોળ વરસની હવડાં થઇ'તી તું અરે !
પ્રાણપતિ પાછળ અરપ્યો તેં પ્રાણ જો.
બળ્યું રૂપ ઇશ આપ્યું તે શું કારણે ?
રૂપ થકી આ સઘળિ ખરાબી નીપજી.
હત્યારી મુજને કે'શે સૌ જગતમાં,
સગાં સ્નેહીને મન હું તો ગઇ છું મરી.

કરણ— ગઝલ.

વાલી મારી રૂપસુંદરી તું કાંઇ બોલ,
છોડીને રૂદન આ તું હૈયું તારૂં ખોલ.
આંખતણી કીકી મારી હૈયાનો તું હાર,
મધુર શબ્દ બોલીને સંતોષ તું પમાડ.
જેમ સ્વાતિ બુંદની ચકોર જોએ વાટ,
થૈ અધિરો યાચું તારી વાણીનો પ્રસાદ.

રૂપસુંદરી—એ વદો અરે શું તમે હૈયાવેધી વાત.
પૃથિવી પતીને ન હોયે ઘટિત એવી વાત.
ધબકે મારી છાતડી સુણીને આ વચન,
ફેર ફીટો જગતમાં ધિક્કાર છે જનમ.

કરણ— દુખ વાણી તારી અરે છે સુધા સમી,
લાગે મુને મીઠી વાલી હાય ગઇ સમી.

રૂપસુંદરી—ધિક તેં બળાતકારથી મુને હરી,
પાડીયો વિજોગ મારા પીયુથી વળી.
મુજ દીએરકેરા ખૂનથી સીમા વળી,
ધિક છે અરે મુને કે છઉં હું જીવતી.

કરણ— શોક તજી દે તું પ્યારી, સ્વાર્થ તારો સાધ,
મુજ ત્રિયા થઇને પામ સૂખ તું અગાધ.
સર્જી નથી ઇશ્વરે વિપત્તિને સ્હવા,
કદલીગર્ભ કેમ સહે શસ્ત્રકેરો ઘા.
રાજ મ્હેલને શોભાવવા તું અવતરી.
ભાગ્ય ઉપર અભ્ર કાળું તે ગયું ઉતરી.
લક્ષ્મી તારી દાસી થઇ રે'શે સદા પાસ,
કમલનયનચંદ્રપ્રભા થા તું ના નિરાશ.

રૂપસુંદરી—કૈનાં ગયાં માન વિત્ત કૈનાં ગયાં રાજ,
પામ્યો સૂખ કોઇ નહીં, કોઇ ના નિરાંત.
વિષયઅંધ થૈ અરે વદો શું એવી વાત,
અન્યસ્ત્રીવિલાસ એતો નર્કનો નિવાસ.

કરણ— રાજ્યતણે અંતે નર્ક છે એ સત્ય વાત,
એ વિચારથી હું થાઉં ના જરી નિરાસ.
માટે સમજી ગ્લાની તારી દે કરી તું દૂર,
ક્રોધ કરી હું વદીશ વાણી અતીક્રૂર.

રૂપસુંદરી— ગઝલ.

ભાવી લેખ મીટે નહીં, જે થાવાનું તે થાય,
પ્રભૂ કેરી ઇચ્છા વિના, તૃણને ગતિ નવ થાય. ૧.
ફોગટ શોક મુકી દઇ, પ્રભુ રાખે જે સ્થિતીમાંય,
સુખ જેમ તેમ માની લઉં, નવ દીસે અન્ય ઉપાય. ૨.
સ્વામીનાથ તમે મને, દુઃખમાં પણ સુખ છે દીધ,
તે સુખ તો હવે વહી ગયું, તમ મુખ ફરી ક્યાં પ્રેખીશ. ૩.
સ્વારથિ છે દુનીઆ ઘણી, ક્યાં રાજાનો વિશ્વાસ,
રૂપ મુજ જોઈ હાલ મોહ્યો, રૂપની શી નિત આશ. ૪.
રૂપ ગયું કે કરશે રાજા, પટરાણી બીજી,
મ્હેલતણા એક ખૂણામાં હું મરીશ સિઝી સિઝી. ૫.
(પણ) છીં લાચાર રહ્યો નથી કંઇ ઉપાય મારી પાસ,
હસી બોલી કરવો રાજાને, ખુશ એમાં છે સાર. ૬.

કરણનો સામંત— લાવણી.

કાઢો શું આ વેણ મુખેથી રણમાં ઝટ ચાલો,
શિફામર્દ થઈ દર્દ દાખવો કાયરનું આ તો.
સજો શસ્ત્ર ઝટ ખંત લાવીને આળસ નિજ કાઢો,
ટેક ધરી અગ્નિને મળવામાં શૌર્ય સદા દાખો.
ઉમંગ લાવી રણસંગ્રામે રણધ્વજ ફરકાવો.
અસંખ્ય શત્રુઓના દળને, નિજ બળ દરશાવો.
સ્મરો સ્મરો નિજ પૂર્વજ કેરાં શૌર્યતણાં કામો,

નવ કરવો ઊજ્વળ કીર્તિ કેરો સૂર્ય જરા ઝાંખો.
નવ પીવો કાયરપણુનો કડવો વિષનો જે કહાવો;
થઈ નિડર માંડી દો મોઢે શૌર્યામૃત પ્યાલો.
શું સિંહ અજાથી ગભરાઈ કરશે કાતર વાસો?
વેણુ તમારાં નિકળે જેથી ગમાવશો શાખો.
ઉચ્ચ લોહીના ક્ષત્રી શૂરા સ્વતંત્ર રણધીરા.
જેમ ખાડમાં પડતાં થાશો બ્હીકતણા કીડા.
ભયભિત થઈને મરવું એતો ધિક્ જીવતર રણમાં,
નીચ તુકમના કાયર ભુંડા ભરાઈ રેહ ઘરમાં.

કરણ — પદ.

રજપૂત શૂરા રે, જુધમાં વીર નથી શું?
કાયર થાશે શું? જનુની લાજવી શું?
શું આપણ સ્ત્રીયોની પેઠે, ભરાઈ ઘરમાં રહીએ?
જુદ્ધકળામાં જોર આપણું ગયું? શું જગને કહીએ. ૧.
કદી આપણો થયો પરાજય, તો શું નિરબળ થૈને,
મ્લેચ્છ તુરકડાઓને હઠાવી, ફરી નહીં શું દઈએ? ૨.
રજપૂતોનું પાણી ગયું શું? શ્વાસ ખાઈ શું જીવીએ?
વણિક વેપારી જેવા કાયર થઈ શું જગમાં રહીએ? ૩.
શું પૂર્વજ રજપૂતતણાએ. શૌર્ય નથી દરસાવ્યું?
તેના ઉજ્વળ નામ ઉપર શું કાળું વાદળ છાવું? ૪.
આપણ ક્ષત્રી થઈ વિધવાસમ, ખૂણે બેશી રહીએ?

પૂરૂષ નહીં પણ બંડળ પૂરા, એ ઉપનામજ ધરીએ. ૫.
રજપૂતોએ રણસંગ્રામે, શત્રુથકી શું ડરવું ?
ઊચ્ચ વીર્યને દર્શાવીને, જીતવું કે ક્યાં મરવું. ૬.

**કરણનો સામંત—** અફસોસ તું યાદ કર—એ રાહ.

ચાલોની સીપાઇ, ચાલો કરૂ જુદ્દ કાજ,
મારો અરી, કાપો અરી, મસ્ત બની આજ. ચાલોની. ૧.
તીર તાકી, બાણુ કાઢો, શત્રુ મારો ઠાર,
વીંધી વપુ નાખો એનાં, ભૂમીનો એ ભાર. ચાલોની. ૨.
પૃથ્વી ફાટો, આભ પડો, નવ ડગો લગાર,
ઢાલ ધરી, મારો અરી, ફેરવીને તલવાર. ચાલોની. ૩.
ભરચ ઘોંચો, ભાલા ભરચ, ઓસીદો કટાર,
દેશ ભક્ત, પાડો રક્ત, મ્લેચ્છનું આ ઠાર. ચાલોની. ૪.
દગ અગ્નિનું આગે ચ્હડી, પળ ન કરો વાર,
ચોળી કરો ચૂરો એનો, રોળી આપો હાર. ચાલોની. ૫.
શબ્દ સુણી શૂર લાવી, કરો જયજયકાર,
બોલો તમે એક—બીજી—ત્રીજી—વાર હરહર મહાદેવ. ચા. ૬.

**કરણનો સામંત—** લાવણી.

શા બુરા હાલ ગુજરાત, પડી ગઈ રાત, દીવાળી નિત જ્યાં,
આ ચણચણચાણ લોહી બળે, દુઃખ તુજ જોતાં. ટેક.
તુજ તનુજ ઉપર કેહવી, આવી છે પડી. બુરી આફત શી,
સ્વામી તુજ કેરો થયો, મ્લેચ્છ પરદેશી,

પડયો કરણરાજ સરદાર, મારિ અરિ ઠાર, હઠીલો પૂરો,
મુકી પોક રોતી નથી કેમ, ગયે તુજ શૂરો.
શું વજ્ર સમું તુજ હૃદે, હજી પણ મદે ? દિસે ભરપૂર,
મન માંહી લાજ તું જરી, બની કેમ ક્રૂર.
તું થઇ ગઇ આવી કેમ ?
તને નથી જરા કંઇ હેમ ?
શો છેક ઉતાર્યો પ્રેમ !
તું વિધવા થૈ શું વરે. અન્ય પતિપ્યરે. પ્રિતીતુજ ગઇ ક્યાં? આ.
હવે પિતા સાવકા કને, કદી નહીં બને, ઘડી ભર એક,
શાતા વળવા નહીં ક્ષણું દઇએ એક.
હાય હાય હિંદુ રે ધર્મ ફૂટ્યું તુજ કર્મ, અંત તુજ આવ્યો,
હાય હિંદુ રાજનો સાથ, પાર પણ લાવ્યો.
વનરાજ અને મૂળરાજ,
સિધરાજ નથી કંઈ દાઝ,
જોઇને ડુબતું આ આજ,
નથી બ્હાર ધાતા કેમ, લીધો છે નેમ, ધારીને મનમાં,
હવે કરીએ છેલ્લી સલામ, રૂધિર નહીં તનમાં. શા બુરા.

**કરણની પેહેલી રાણીનો વિલાપ—પદ.**

અરે પ્રભૂ શું મુજ દોષ અપાર, સિઝે છે આતસ ભિતર ને બ્હાર.
પ્રિતીપય ચાખ્યાને દિન થયા ચાર, ભૂંડા દૈવ આ દુઃખ કેરો ન પાર.
અરે કેમ મોઈ ન હું સ્વામીનાથ, મારે મોતે રંડાત ના ગુજરાત.

પ્રિતી દંખ દઇને તું ક્યાંરે પળ્યો, અરે દૈવ આ તેં ગજબ શો કર્યો.
અરે તારૂં મુખ હવે ક્યાં હું દેખીશ, હવે મુઝાઇ મુઝાઇને હું રે મરીશ.
અરે હવે મ્લેચ્છ તુરકડાની જાત, આવી લેશે હાથ પ્યારૂં ગુજરાત.
હવે દેહ પાડું કે શું હું કરૂં, પ્યારા પીયુ વિણ હું સિઝાઇ મરૂં.

કોળારાણીનો વિલાપ— પદ.

અરે શું રે કરૂં ક્યાંહાં જાઊં, પિયૂ વણ આખરે,
અંધકાર વિના નહીં અન્ય, દિસે આસપાસરે. ૧.
પ્યારા શરિર અમારૂં રાખી, પ્રાણને તું હરી ગયો,
ભૂંડા આ ખોખામાં માલ, જરા નથીરે રહ્યો. ૨.
રણે જાતી વેળા તમે કેવું, આપ્યું'તું વચંનરે,
તેનાં સ્મરણથકી મારૂં રાંક, ડહોળાઇ જાએ મંનરે. ૩.
તારૂં ચિત્ર તે ક્યમ વીસરાય, સંભાળી હું શું રહું,
આશ વૃક્ષ છેદયું સેજ માંહીં, બાકી હવે શું રહ્યું. ૪.
આ જુવાનીનો લીલો બાગ, બળે શોક દવથકી,
આ રૂએ રૂએ તેની ઝાળ, પસરી રહી આ ઘડી. ૫.
પ્યારા ખૂની દયા નહીં કાંઇ, આવી મુજ ઉપરે,
હવે જીવવું શું મૂકી નિશ્વાસ, પાડું મુજ દેહરે. ૬.

કોળારાણી છોકરીઓને વળાવે છે.—પદ. રાહ મ્હાડની.

ઓ મારી વ્હાલી લાડકી, પુત્રિ થાઓ વિદાય,
દુખદરીએ ડુબાડતાં, છાતી મુજ ફાટી જાય. ઓ મારી. ૧.
ઉદર મારામાં મેં દુઃખથી, રાખી હતી નવ માસ,

ખમી દેહકષ્ટ મોટી કરી, રાખ્યું પળ નવ પાસ. ઓ મારી. ૨.
વદન સુંદર નિહાળતાં, અતિ થાતો આનંદ,
કાલું કાલું વ્હાલું બોલવું, ઉપજાવે આક્રંદ. ઓ મારી. ૩.
તમારાં સુખે સુખી હું હતી, દુઃખે દુઃખી ખચીત,
થાશો નમાયાં આજથી, એથી દુખ શું અધીક. ઓ મારી. ૪.
લાડ લડાવશે કોણ હવે, કોણ દેશે માગેલ,
મામા મામી મ્હેણાં મારશે. ખમવાની આ વેળ. ઓ મારી. ૫.
સુખનો સુરજ અસ્ત પામીયો, હાય કેમ ખમાય,
જાઓ કે'તાં ફાટે છાતડી. અન્ય નથી રે ઉપાય. ઓ મારી ૬.

કોળાગણી નાયકનાં ઝુંપડામાં— પોલક.

આરાસુરી હે અંબેમાત, સંકટમાં તું થાની સ્હાય;
નિર્બળ છું હું સ્ત્રીની જાત, ભ્રષ્ટ થાએ આ મારી કાય. ૧.
આવી પડી છું ક્યાં અરે. સ્થિતિ મારી કહી ન જાય,
ખંડિત થાયે વૃત્ત આજ, એક પતીતણું રે હાય. ૨.
વ્યાઘ્રતણી ગુફાનીમાંય, જેમ અજા ફસાઇ જાય,
તેમ આ ઝુંપડીની માંય, ગઇ છઉં ફસાઈ હાય, }
આવી પડી છું ના બચાય. } ૩.

મારી તરાપ દુષ્ટ આ, વાપરીને બળાતકાર,
લાજ મારી એ લુટશે, ભાખું જો "ના" તો પ્રાણ જાય. ૪.
માતાજી દીન દાસીને, સુઝાડ તું હવે ઉપાય,
જેથી પતિવ્રતાનું વૃત્ત. તૂટે નહીં કંઇ જરાય.

દેવલદેવી—

બગીચે ફરવા જઇએ, ચાલ સખી બગીચે ફરવા જઇએ. (૨)
વૃક્ષની શિતલ છાંએ બેશી, ચોપટ આપણે રમીએ. ચાલ. ૧.
અતિ ઉકળાટ શરીરને પીડે, શિતલ વાયુ લઇએ. ચાલ. ૨.
જાઈ જુઈ ચંપા ચંપેલી, સેવતી સુગંધી લઇએ. ચાલ. ૩.
મધુર રંગીલાં પક્ષીના ટૌકા, સાંભળી આનંદ લઇએ. ચાલ. ૪.

દેવળ-આવે સમે છો આવીયા, કો'ની તમે છો કોણ.
જલદીથી મુને કો'નીરે, આવી ચડ્યા છો કોણ.
ક્યાંથી છો આવીયા અહીં, કો'ની તમારૂં નામ; ( શું )
સાંભળવા અધીરી છું, કો'ની તમારૂં ગામ. ( શું )

શંકળ-ક્ષત્રી તનુજ શંકળદેવ નામ મારૂં જાણ. ( તું )
રામદેવ રામભક્ત મુજ પિતાનું નામ. ( છે )
દેવગઢે છે રાજ કરે મુજ પિતા તું માન. ( તું )
વદન તારૂં ભાળીને અરપીયો મુજ પ્રાણ. ( આ )

શંકળદેવ— ખમાયચી જીલ્લો.

ચંદ્રવદની કમલાક્ષિ સુંદરી, મોહ્યો હું મુખ નિરખી નિરખી. ટેક.
ગૌર ભાળ દેખી કર્પુર લાજે, જાણે રતી ભૂપર ઉતરી,
મનહર રૂપ છે કામ જનક એ, કેશ જોઇ લાજી શેષફણી. ૧.
અમૃતસમ છે રસદ અધર શા, સિંહ મોહ્યા શું કટી નિરખી,
મૃદુ કાય કદલીસમ કુમળી, ગાલ ગુલાબી યુવાથી ભરી. ૨.
શાંતિ યુવતીએ મુજ હરી લીધી, અભ્રથી શું ઉતરી વીજળી,

ઝગી રહી અવની પર જેથી, સુધબુધ મુજ લીધી છે હરી. ૩.

સખી (દેવલદેવીની)— જંગલો—તાલ દાદરો.

પ્રેમનીશા છુપો કદી નવ રહેરે, કદી નવ રહેરે. (બેવાર)—૧.
મદભરી નેનો સર્વથી પ્હેલી, શાખ પુરે સાચે સાચી ખરે રે--૨.
ગાત્ર બધાં શિથિલ કરીને, ઉડાડે છે અગન સમી લ્હાવ રૂદે રે—૩.
ચિત્ત ભ્રમણ કરે ધ્યાન અર્ણવમાં, પ્રશ્નતણું વિસ્મરણ થયાં કરે રે--૪.
ધીમી અને વક્ર ગતિ ચર્ણ કેરી, દૃષ્ટિ શન્યાવકાશે ધીરી ફરે રે—૫.
છોડી ધિરજ ઉર ધબકી રહે છે, સખી દીસે ગતી તુજ તેવી ખરે રે—૬.

દેવળદેવી— પીયુકી ચિત્ર બીન—એ રાહ.

પ્રાણ તણો આધાર ગયો મુજ, કાળજડું આ કોરીરે--૧.
હૈયું ખોલું સખી કોની આગળ, પ્રેમ થયો મુજ ગાઢોરે,
રાત્ર દિવસ મુને નીંદ ન આવે, માર્યો વિજોગી ભાલોરે--૨.
દીલ ભરાવી પ્રેમપાશમાં, શીકારીએ લપટાવીરે,
એ પાશ છેદે વા'લા વિના કોણ, ફીકી થઇ છું ઉદાસીરે--૩.
મુખ થકી જો વાણી પ્રેમની, કાઢું તો લાગે ફીકીરે,
રાખું સમાવી અંતરમાં જો, તંન બળે મુજ ધીકીરે--૪.

સખી (દેવળદેવીની)— ગઝલ.

તું ધીરી થાની બેની મારી ધીરી તું તો થા. તું ધીરી.
શાંત થા તું બે'ની તારો પ્રિય તને મળશે,
છેક આકુળ વ્યાકુળ થએ તંન તો ગળશે,
કામ તણા જ્વરથી ધિકિ રહી છે તુજ શિરા. તું ધીરી.

પ્રેમઅંધ થઇ તું છેક બ્હાવરી બની,
મોહ તણા પાશમાં તું આવીને ફસી,
ભાવિ ઉપર રાખી ભરૂસો તું સ્વસ્થ થા. તું ધીરી.

શંકળદેવ— પરજની ઠુમરી.

મારા તનમાં તાલાવેલી, (બે ત્રણવાર)
પ્રીતિની પીડ અંતર મુજ પીડે. તનમાં તાલાવેલી-૧.
રાત્ર દિવસ મુને સમરણ એનું.
હશે તેનું મન ખરે મુજપર કે નહીં. તનમાં તાલાવેલી-૨.
જંપ નથી પ્રાણ પ્રિયા નથી અહીં,
પિડતી હશે પિડ આવી કે નહીં. તનમાં તાલાવેલી-૩.

શંકળદેવ—

વદું શું પ્રિયબાત અરે દીલથી, મુજ દિલ વિષે નહીં રહેન જગા. ટેક
રૂધિર લીધું મુખ કમલ પ્રિયાનું, થયલું રોમાંચિત અતિ ભયમાં,
સુંદર કામજનક બાળા તે, ભૂપર પડીતી શી મંનહરા. ૧.
ભાતિથકી તુટી અંગી સુંદરીની, કૂચકલી થઈ દૃશ્ય જગા,
બાપ્ર ઉપર ઘા કરતાં અડતાં, મન્મથ વ્યાપ્ત થયો વિષધા. ૨.

દેવલદેવી — સોરઠ મલાર.

રે આ સમે કેમ નથી દીલદાર.
હે જગરચના તું અતિ પીડે, મુગ્ધા અબળા નાર. રે આસમે. ૧.
વિરહીજનોને મંદ વાયુ લ્હેર, લાગે જેવી અસીધાર. રે આસમે. ૨.
ઘણી તમે ભાડી બાથ પતીને, આનંદ લો છો અપાર. રે આસમે. ૩.

રે ભોગી ભ્રમરા તું ભાગ્યવાન, ફરી ફરી લે રસ સ્વાદ. રે આસમે. ૪.
પક્ષિ સહુ કલ્લોલ કરે છે, મુને ન જરીરે કરાર. રે આસમે. ૫.
હું ભાગ્યહીણી વીયોગ દુઃખે, છું પડી વિણુ આધાર.. રે આસમે. ૬.
સૃષ્ટિ આનંદે જોઇ કરીને, મુને આવે ખુબ ખાર. રે આસમે. ૭.
ઓ પ્રભૂ હું માગું તુજ પાસે, મેળવ તું દીલદાર. રે આસમે. ૮.

**શંકળદેવ— ભેરવીનો દાદરો.**

પ્રીયાને ક્યારે મળું હું જીવ તેની પાસ. (એ ત્રણવાર).
ધિરજ હવે તો જરી નથી રે'તી, ચેન વળે ન દીન રાત. પ્રિયાને. ૧.
આકુળ વ્યાકુળ મન મુજ થાયે. ક્યારે જાઉં તેની પાસ. પ્રિયાને. ૨.
ચિત્ર હૃદયમાં તે મુજ નજરે, જોઇ પામું હું ઉલ્લાસ. પ્રિયાને. ૩.
વાડીને કોટે હું ચડી ઉતરૂં, ઝાલી પ્રિતીની રાશ. પ્રિયાને. ૪.

**શંકળદેવ— ઠુમરી–ભેરવીની.**

આવી ઉભો આશક તુજ પ્યારી, દેની તું દુઃખ વિસારી. ટેક.
શુદ્ધિ તારી ખોઇ ભૂમિ ઢળીશું ? ઘાવ કીધો તેં કારી. આવી. ૧.
પ્રેમતરૂ નેન નીર વિનાનું, જાય બળી છે સુકાઇ. આવી. ૨.
અન્ય પુરૂષ ધારિશ મા મુને, આવ્યો શંકળદેવ આંહીં. આવી ૩.
તારે લીધે સુખ ત્યાગ મેં કીધું, અંતર આગ પ્રજળી. આવી. ૪.
જીવ્યાની આશા છોડી દઇ હું, આવી ઉભો ચ્હડી વાડી. આવી. ૫.
માશુકડી મુજ આમ કરે શું, છેક મુને નીરાશી. આવી. ૬.

**દેવળદેવી— પરજની ઠુમરી.**

પ્રિય રેલી સુખની હેલી. ( એ ત્રણવાર )

બાંધી મુજ પાશે કીધા મેં કેદી. રેલી સુખની હેલી. ૧.
જાવા નહીં દઊં આ સ્થળથી હું,
પ્રિતિ બળે ડરૂં કંઇ નવ બેથી. રેલી સુખની હેલી. ૨.
તૂટી વિજોગી દોરી સાંધી,
આનંદ વ્યાપ્યો અતિ ઉર જેથી. રેલી સુખની હેલી ૩.
પ્રેમમય પ્રભૂ, નિર્મળી પ્રીતે,
અંતરથી મુજ હું કરૂં કેલી. રેલી સુખની હેલી. ૪.

શંકળદેવ— ગઝલ.

નિર્મળી તારી પ્રિતડી જોઇ (પ્યારી). અંતર આનંદ થયો છ ભારી. ટેક.
પ્રેમી રસીલી, રૂપાળી વા'લી, વીજોગી ઘા તેં રૂઝાવ્યો કારી. ૧.
પુગ્યું તુને હું દિલજ સાચે, નીતિને માર્ગે ચઢું જ સાથે.
પ્રિયા કહું શું અધિક એથી (પ્યારી), વચન સાચું ગણી લે પ્યારી. ૨.
પ્રિયા મુને કપટી ના ગણતી, બોલ ઉથાપું કદી ન કો દી,
નમી નમી હું માગું રૂદેથી (પ્રભુ), પ્રભુ તું લેજે પ્રિતી સ્વિકારી. ૩.

દેવળદેવી— આજકાન મોહલીનો બાંસરી બજાયકે—એ રાહ.

જેવી ગણો મુને તેવા હું ગણું છું આપને,
દાસિ થઇ હું રહીશ પ્રાણનાથ તમ કને. જેવી ગણો. ૧.
હું ગણું ન કપટી પ્યારા, મારા દિલથી જરી,
સ્વસ્થ રહો દીલથી, વદું છઉં ખરે મને. જેવી ગણો. ૨.
એકવચની માનું પ્યારા, મારા દીલોજાનથી,
અર્પ્યા મુજ પ્રાણ આજથી ને મારી જાતને. જેવી ગણો. ૩.

આજતો કરાર કરો મારી સાથ દીલદાર,
ઋષિની સમક્ષ ગ્રહો આજ મુજ હાથને. જેવી ગણો. ૪.

શંકળદેવ તથા દેવળદેવી— ભૈરવી.

લઇએ પ્રતિજ્ઞા હમે, પ્રભુ શુભ લઇએ પ્રતિજ્ઞા હમે,
સંનિધ તારી, ઉભાં રહીનેરે, જોડીએ પાણિ અમે. ટેક.
આ રણીઆમણે, શુભ મુહૂર્તેરે, વદીએ પવિત્ર મને. ૧.
પતિપત્નિના ધર્મ પ્રમાણેરે, જગમાં વર્તિશું હવે, ૨.
જેવું મિશ્રણ છે પયપાણીનુંરે, મન મળાણુ તેવુંરે. ૩.
ભિન્ન હમારૂં, તંન હવે નહીંરે, આજથી છે એકરે. ૪.
આ કોલથી જો, કદી ફરી જઇએરે, નર્કનિવાસ થશે. ૫.
પ્રિતિની ગ્રંથિ દૃઢ કરવાનેરે, મ્હોર તું કર આ જગે. ૬.

કરણ—હોંસે શૂરે હો, ગત યશ મેળવોજી.

મ્લેચ્છ તુરકડાઓએ લીધા છે, હરી હક્ક આપણના,
રણસંગ્રામે પુરૂષાતન નિજ દાખવવું લડી પાણમાં. હોંસે--૧.
સંખ્યા છે આપણની થોડી, નવ તેથી ગભરાશો,
થઇ નિડર અરિને રગદોળી, રણયશ લો મદમાતો. હોંસે—૨.
સ્વતંત્રતા આપણની અરિએ. છળથી છે હરિ લીધી.
નિજ દેશનું રૂડું ચાહીને, લો સત્વર તે છીની. હોંસે--૩.
ભાખું ધન્ય હું શૂરા તમને, આશ પ્રાણની છોડી,
પ્રિતિ રાખી ગુર્જર ઉપર, આવ્યા લડવા દોડી. હોંસે—૪.
ધન્ય ધન્ય ઓ રજપુત તમને, ધન્ય રાજ્યભક્તોને,

ધન્ય તમારી માત કૃખને, ધન્ય ટેકી મર્દાને,
રણમાં ધસીનેજી, અરિ ઘમસાણુ કરોજી.

દેવળદેવી— કહું કુયા ફલકકા સતાયા હું મેં—એ રાહ.

આ શું થયું પ્રભુ જોયું ન જાએ. રંક હૃદયમાં ઉહાડી શી લ્હાએ. ટેક.
દુઃખ રડું કોનું પિતાનું કે મારૂં, કે પ્રાણનાથ પ્યારા મુજ તારૂં. ૧.
આહા અરે શી દશા થઇ કૂડી, પાપણી ભાગ્યહીણીરે હું ભૂંડી. ૨.
કે દશ આપ્યો જનમતેં આં માટે ? શેં નમારી માતા ગર્ભની માં તેં. ૩.
દુઃખતણી મુરતી વ્હાલાઓ પિતા તું, હું ફસી સુણીઅરે થાશે શું તારૂં.
વાટ્ જોતારે હશો પ્રાણનાથ, હું પડી મ્લેચ્છ તુરકડાને હાથ. ૫.
કુમળું હૃદય શું ન ફાટીરે જાશે. સુણી તુજ પ્રીયાની આવી દશારે. ૬.
ફરી મળવાની આશ હવે શી, હાએ હાએ હાગે હવે શું જીવેથી. ૭.

કરણનાં મરણ પછી— લાવણી.

અરે હાય હાય ગુજરાત, હિંદનો બાગ, વળ્યો ઉજડ તું,
તિડ અસંખ્ય તૂટી પડી, નૂર તુજ લૂટ્યું. અરે.
શો હતો બાગ ગુલજાર, સુશોભિત સાર, રસે રંગીલો,
ગયે શૂર કરણ સરદાર, થયો રસહીણો,
અરે હાય હાય ગુજરાત, હિંદનું નાક. શૌર્યનું ધામ,
ગયું હાય અરે તુજ નાક, રહી નથી હામ.
તુજ કાંતિ થઇ ગઇ શ્યામ, ગયા રમીરામ, છોડ્યું નિજ ભાન,
આનંદે જે ગુલતાન, બન્યું સમસાન.
અરે ગયું હિંદુરે રાજ, ઉડ્યું કદી નાજ, ફરી પાછળથી,

અરે હાય વદું શું વાત, વાણી ગળગળતી.
ઉઠી રહી છે સઘળે ઝાળ, અરે ફુટી ગયું તુજ ભાળ,
તુને ડસ્યો તુરકડો વ્યાળ,* * સર્પ, નાગ.
ભરી ફાળ, આવ્યો તુજ કાળ†, ગોલ મુજ બાળ, લીધો તુજ પ્રાણ, †મોત
હવે રહ્યું નથી કંઇ અન્ય, સુકું એક નામ.

**સર્વ પાત્રો—** **પદ.**

રસિક જન કરીએ સૌને પ્રણામ, આપે દીધું પધારી માન. ટેક.
પ્રિય જન જાણુશે જો આ મંડળને, રસ કેરૂં કંઈક છે ભાન,
સાર્થક શ્રમ થયો સત્ય માનીશું, ભજવ્યું તે કંઇક પ્રમાણ. ૧.
જુદે રસે જુદા જન રીઝે, રીઝે અન્ય કરી ખુશ કાન,
કોઇ રીઝે રૂપ રંગને દેખી, ક્યાં લેવું એમાં માન ? ૨.
સમય ઉચિત કીધું છે કંઇક આજ, આપ સન્નિધ આ કામ,
લેજો સ્વિકારી સભાજન સૌ તે, વદીએ ગાઈ આ ગાન. ૩.
હંસસ્વભાવના જન પય પાણીથી, પયનુંજ કરશે પાન,
દીપાવજો રંગભુમી ફરીથી, દર્શનનું દઈ દાન. ૪.

---

**કીંમત ૨ આના.**

---



---

સુરત "વિક્ટોરીયા" પ્રેસ.